उदयगिरिमुपेतं भास्करं पद्महस्तं।
निखिलभुवननेत्रं रत्नरत्नोपमेयम्॥
तिमिरकरिमृगेन्द्रं बोधकं पद्मिनीनां।
सुरवरमभिवन्दे सुन्दरं विश्ववन्द्यम्॥

## અભ્યર્થના

શ્રી સૂર્યોપાસનાની આ દ્વિતીયાવૃત્તિ બહાર પાડતાં હૃદયને અપૂર્વ આનંદ થાય છે. પ્રથમાવૃત્તિ વખતે ભાવિક નરનારીઓને ઉપહાર આપવા માત્ર ૫૦૦ પ્રત બહાર પાડવામાં આવી હતી પણ પાછળથી માંગણી વધી જતાં માત્ર ટુંક સમયમાં આ બીજી આવૃત્તિ બહાર પાડવાની ફરજ પડીછે.

મહાભારતનું વનપર્વાંતર્ગત આ મહાસ્તોત્ર પણ પતિતપાવની ગંગાજી અને જગકલ્યાણીની ગીતાજી જેવું ત્રિભુવન વંદનીય અને પરમ શ્રેયસ્કારી છે, તેમજ ભારત જ્ઞાનમંજુષાનું મહામોંઘું રત્ન છે.

અનંત કુસુમોને વિકસાવનાર બ્રહ્માંડોના જીવનના આધારભૂત અને જેના ચર્ણે પ્રત્યેક પ્રાતઃકાલે અનંત કુસુમોનો અર્ધ્ય ચઢે છે તેને આ રંક હૃદય શો ઉપહાર આપી શકે? તેનું છે તેજ તેને અર્પણ કરૂં છું. હું એકલી અર્પણ કરૂં તો મ્હારાં બીજાં ભાવિક બંધુ ભગિનીઓ શામાટે ન અર્પણ કરે એટલા જ હેતુથી આ પુસ્તક ઉપહાર અર્થે બહાર પાડવામાં આવ્યું છે.

આશા છે કે ભાવિક સજ્જન સન્નારીઓ પ્રત્યેક પ્રાતઃકાળે શુદ્ધ ભાવથી ચતુર્વિધ પુરૂષાર્થને અર્પનાર આ દિવ્ય સ્તોત્રનું પઠનપાઠન કરશે અને કરાવશે. એટલી જ ઇષ્ટ અભ્યર્થના કરી અત્રે વિરમુ છું.


'ભાનુ મેનશન"
તેજપાલ રોડ,
ન્યુ ગામદેવી, મુંબઈ
શ્રીરામજયંતિ ૧૯૭૯

સૌ. ભાનુમતી રણછોડદાસ માધવદાસ




## "પિતૃતર્પણ"

પિતૃદેવો ભવ પ્રિય !

પરબ્રહ્મસ્વરૂપ પૂજ્ય એ પિતા !
ધરૂં છું ચર્ણે તે આ સ્વીકારો મૂર્ધોપાસના
ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ
સ્વીકારો સ્નેહની સેવા પુત્રીનું પિતૃતર્પણ

# ભૂમિકા.

વનવાસ યોગે દુર્દશાને પ્રાપ્ત થયેલ કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર પાસે બ્રાહ્મણો જ્યારે પોતાના પોષણાર્થે આવ્યા ત્યારે ભોગવાતા સંકટોથી પણ આ સંકટ વિશેષ પોતાને પ્રાપ્ત થયું જાણી રાજા યુધિષ્ઠિરે પોતાના ગુરૂ ધૌમ્યાચાર્યને સંકટ નિવારણ અર્થે પ્રશ્ન પુછયો.

રાજા યુધિષ્ઠિરની આવી સ્થિતિ જોઇ ધર્મશાળી પુરૂષોમાં માનવંતા ગણાતા ધૌમ્યાચાર્યે બે ઘડી સુધી યોગદૃષ્ટિથી ધર્મના પ્રશ્નનો વિચાર કરીને જગતના આત્મા શ્રીસૂર્યનારાયણની ઉપાસનામાં અષ્ટોત્તરશત નામ તેમજ સ્તોત્રનો ઉપદેશ રાજા યુધિષ્ઠિરને કર્યો.

પૂર્વે બ્રહ્માએ આ સ્તોત્ર ઇંદ્રરાજાને અર્પણ કર્યું હતું; ઇંદ્રે વિધિપૂવક મહર્ષિ નારદને આપ્યું હતું, અને નારદે ધૌમ્ય મુનીને આપ્યું હતું અને ધૌમ્ય મુનીએ તે સ્તોત્ર રાજા યુધિષ્ઠિરને આપ્યું. આ સ્તોત્રનો પાઠ કરીને યુધિષ્ઠિર રાજાએ સર્વ કામનાઓ પૂર્ણ કરી હતી.

જે મનુષ્ય સૂર્યોદય સમયે સાવધાન થઇ, નિર્મળ મનથી સૂર્યનારાયણના નામ મંત્રોનો પાઠ કરે અને સૂર્યને નમસ્કાર કરે તો તે મનુષ્યને સ્ત્રી, પુત્ર તથા ધનના અને રત્નના ભંડારો મળે, પૂર્વજન્મનું સ્મરણ થાય તથા નિત્ય ધૈર્યને અને ઉત્તમ બુદ્ધિને મેળવે છે.

વળી જે પુરૂષ સાવધાન થઇ મનને પવિત્ર કરી અને સ્નાન સંધ્યાથી પવિત્ર થઇને શ્રીસૂર્યનારાયણનાં નામની સ્તુતિને ભણે છે, તે શોચરૂપી દાવાનલમાંથી મુક્ત થાય છે તથા મનના મનોરથ પ્રમાણે સર્વ કામનાઓને મેળવે છે.



અનંત તેજોમય સ્વર્ણવર્ણું
જ્યોતિર્મય દિવ્ય અનાદીરૂપ
વેદો અને વેદવિદો સ્તવે જે
પ્રણમું તને હે સવિતાવરેણ્યમ્

રઘુનાથ.

# श्री सूर्यनामावली

धौम्य उवाच

सूर्योऽर्यमा भगस्त्वष्टा पूषाऽर्कः सविता रविः।
गभस्तिमानजः कालो मृत्युर्धाता प्रभाकरः॥ १ ॥

पृथिव्यापश्च तेजश्च खं वायुश्च परायणं।
सोमो बृहस्पतिः शुक्रो बुधोऽगारक एवच॥ २ ॥

इंद्रो विवस्वान्दीप्तांशुः शुचिः शौरिः शनैश्चरः।
ब्रह्मा विष्णुश्च रुद्रश्च स्कंदो वै वरुणो यमः॥ ३ ॥

वैद्युतो जाठरश्चाग्नि रैन्धनस्तेजसां पतिः।
धर्मध्वजो वेदकर्ता वेदांगो वेदवाहनः॥ ४ ॥

कृतं त्रेता द्वापरश्च कलिः सर्वमलाश्रयः।
कला काष्ठा मुहूर्ताश्च क्षपा यामस्तथा क्षणः॥ ५ ॥

संवत्सरकरोऽश्वत्थः कालचक्रो विभावसुः।
पुरुषः शाश्वतो योगी व्यक्ताव्यक्तः सनातनः॥ ६ ॥

# શ્રી સૂર્યનામાવલિ

ધૌમ્ય ઉવાચ

સૂર્યોઽર્યમા ભગસ્ત્વષ્ટા પૂષાઽર્કઃ સવિતા રવિઃ ।
ગભસ્તિમાનજઃ કાલો મૃત્યુર્ધાતા પ્રભાકરઃ ॥ ૧ ॥

પૃથિવ્યાપશ્ચ તેજશ્ચ ખંવાયુશ્ચ પરાયણં ।
સોમો બૃહસ્પતિઃ શુક્રો બુધોંઽગારક એવ ચ ॥ ૨ ॥

ઇંદ્રો વિવસ્વાન્દીપ્તાંશુઃ શુચિઃ શૌરિઃ શનૈશ્ચરઃ ।
બ્રહ્મા વિષ્ણુશ્ચ રૂદ્રશ્ચ સ્કંદો વૈ વરૂણો યમઃ ॥ ૩ ॥

વૈદ્યુતો જાઠરશ્ચાગ્નિરૈન્ધનસ્તેજસાંપતિઃ ।
ધર્મધ્વજો વેદકર્ત્તા વેદાંગો વેદવાહનઃ ॥ ૪ ॥

કૃતં ત્રેતા દ્વાપરશ્ચ કલિઃ સર્વમલાશ્રયઃ ।
કલા કાષ્ઠા મુહૂર્ત્તાશ્ચ ક્ષપાયામસ્તથા ક્ષણઃ ॥ ૫ ॥

સંવત્સરકરોઽશ્વત્થઃ કાલચક્રો વિભાવસુઃ ।
પુરૂષઃ શાશ્વતો યોગી વ્યક્તાવ્યક્તઃ સનાતનઃ ॥ ૬ ॥

कालाध्यक्षः प्रजाध्यक्षो विश्वकर्मा तमोनुदः।
वरुणः सागरोऽशश्च जीमूतो जीवनोऽरिहा॥ ७ ॥

भूताश्रयो भूतपतिः सर्वलोकनमस्कृतः।
स्रष्टा संवर्तको वह्निः सर्वस्यादिरलोलुपः॥ ८ ॥

अनंतः कपिलो भानुः कामदः सर्वतोमुखः।
जयो विशालो वरदः सर्वधातुनिषेचिता॥ ९ ॥

मनः सुपर्णो भूतादिः शीघ्रगः प्राणधारकः।
धन्वंतरि धूमकेतुरादिदेवोऽदितेः सुतः॥ १० ॥

द्वादशात्माऽरविंदाक्षः पिता माता पितामहः।
स्वर्गद्वारं प्रजाद्वारं मोक्षद्वारं त्रिविष्टपम्॥ ११ ॥

देहकर्ता प्रशांतात्मा विश्वात्मा विश्वतोमुखः।
चराचरात्मा सूक्ष्मात्मा मैत्रेयः करुणान्वितः॥ १२ ॥



કાલાધ્યક્ષઃ પ્રજાધ્યક્ષો વિશ્વકર્મા તમોનુદઃ ।
વરુણઃ સાગરોઽશ્ચ જીમૂતો જીવનોઽરિહા ॥ ૭ ॥

ભૂતાશ્રયો ભૂતપતિઃ સર્વલોકનમસ્કૃતઃ ।
સ્રષ્ટા સંવર્ત્તકો વહ્નિઃ સર્વસ્યાદિરલોલુપઃ ॥ ૮ ॥

અનંતઃ કપિલો ભાનુઃ કામદઃસર્વતોમુખઃ ।
શયો વિશાલો વરદઃ સર્વધાતુનિષેચિતાઃ ॥ ૯ ॥

મનઃ સુપર્ણો ભૂતાદિઃ શીઘ્રગઃ પ્રાણધારકઃ ।
ધન્વંતરિ ધૂમકેતુરાદિદેવોઽદિતેઃ સુતઃ ॥ ૧૦ ॥

દ્વાદશાત્માઽરવિંદાક્ષ પિતા માતા પિતામહઃ ।
સ્વર્ગદ્વારં પ્રજાદ્વારં મોક્ષદ્વારં ત્રિવિષ્ટપમ્ ॥ ૧૧ ॥

દેહકર્તા પ્રશાંતાત્મા વિશ્વાત્મા વિશ્વતોમુખઃ ।
ચરાચરાત્મા સૂક્ષ્માત્મા મૈત્રેયઃ કરૂણાન્વિતઃ ॥ ૧૨ ॥



ધૌમ્ય મુનિનું સમયોચિત વચન સાંભળીને, મનને નિયમમાં રાખનારા, દૃઢ વ્રતવાળા, પવિત્ર અંતઃકરણવાળા અને જિતેંદ્રિય એવા ધર્મ રાજાએ, બ્રાહ્મણોનું અન્નથી પોષણ કરવામાટે વ્રત ધારણ કર્યું. તેણે નિરાહાર રહીને સૂર્ય ઉપર તપ કરવાનો આરંભ કર્યો. પ્રથમ પૂષ્પાદિક પૂજોપચારથી તથા બલીદાનથી શ્રીસૂર્યનારાયણની પૂજા કરી. પછી પાણીમાં સૂર્યનારાયણની સન્મુખ ઉભા રહી, ગંગાના પવિત્ર જળનું આચમન લઇ, પ્રાણાયમ કરી, મૌન રહી, પ્રથમ શ્રીસૂર્યનું ધ્યાન કરવા લાગ્યા, અને પછી શ્રીસૂર્યનારાયણની નીચે પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો:—

"જેની દેવ મંડળ, પિતૃગણ અને યક્ષો સેવા કરે છે, અસુર, નિશાચર તથા સિદ્ધ પુરુષો જેની વંદના કરે છે, ઉત્તમ સુવર્ણ અને ઝળઝળાટ કાંતિવાળા અગ્નિના જેવી જેમની કાંતિ છે એવા તેજસ્વી શ્રી સૂય નારાયણ ભગવાનને હું સુખને માટે પ્રણામ કરૂં છું."

# શ્રી સૂર્યસ્તોત્ર.

**યુધિષ્ઠિર ઉવાચ**

**त्वं भानो जगतश्चक्षुस्त्वमात्मा सर्व देहिनाम्।**
**त्वं योनिः सर्व भूतानां त्वमाचारः क्रियावताम्॥ १ ॥**

યુધિષ્ઠિર સ્તુતિ કરે છે, ઓ સૂર્યદેવ! તમે ત્રણ જગત્‌ના નેત્ર છો, તમે દેહધારી પ્રાણી માત્રના આત્માછો, તમે સર્વ પ્રાણીમાત્રના આદિકારણછો, ક્રિયા કરનારા પુરુષોમાં તમે આચાર રુપછો.

**त्वं गतिः सर्वसांख्यानां योगिनां त्वं परायणम्।**
**अनावृतार्गलद्वारं त्वं गतिस्त्वं मुमुक्षताम्॥ २**

તમે જ્ઞાનીઓનું તથા યોગીઓનું દ્વાર અને આગળિયા વિનાનું ઉઘાડું મુક્તિ મંદિરછો, મુમુક્ષુ પુરુષોની તમે પરમ ગતિછો.

**त्वया संधार्यते लोकस्त्वया लोकः प्रकाश्यते।**
**त्वया पवित्रीक्रियते निर्व्याजं पाल्यते त्वया॥ ३ ॥**

તમે સ્વાભાવિક કૃપાથી જગતને ધારણ કરોછો અને જગતને પ્રકાશિત કરોછો તેઓનાં પાતકોને દૂર કરીને તેઓને પવિત્ર કરોછો અને તેઓનું પાલન પણ કરોછો.

त्वामुपस्थाय काले तु ब्राह्मणा वेदपारगाः।
स्वशाखाविहितैर्मंत्रैरर्चंत्यृषिगणार्चित ॥ ४ ॥

હે મુનિ મંડળ પૂજિત! વેદ પારંગત બ્રાહ્મણો સાયંકાળે અને પ્રભાતે પોત પોતાની શાખાના મંત્રો ભણીને તમારી સ્તુતિ કરેછે, તથા તમારૂં પૂજન કરેછે.

तव दिव्यं रथं यांतमनुयांति वरार्थिनः।
सिद्धचारणगंधर्वा यक्षगुह्यकपन्नगाः ॥ ५ ॥

સિદ્ધો, ચારણો, ગંધર્વો, યક્ષો, ગુહ્યકો, અને પન્નગો, વરદાનની ઇચ્છાથી તમારા દિવ્ય રથની પાછળ દોડયા કરેછે.

त्रयस्त्रिंशच्च वै देवा स्तथा वैमानिका गणाः।
सोपेंद्राः समहेंद्राश्च त्वामिष्ट्वासिद्धि मागताः ॥ ६ ॥

આઠ વસુઓ, અગીઆર રૂદ્રો, બાર આદિત્યો, પ્રજાપતિઓ, અને વષટ્કાર, એમ તેત્રીશ ગણદેવો અને વિશ્વે દેવતા આદિ બીજા ગણ દેવતાઓ, ઉપેંદ્રો અને મહેંદ્રો, તમારી આરાધના કરીને સિદ્ધિને પામ્યા છે.

उपर्यांत्यर्चयित्वा तु त्वां वै प्राप्त मनोरथाः।
दिव्यमंदारमालाभि स्तूर्णं विद्याधरोत्तमाः॥ ७ ॥

ઉત્તમ એવા વિદ્યાધરો તમારી પાસે આવી, મંદારનાં પુષ્પોની માળાઓથી તમારૂં પૂજન કરી, પોતાના મનોરથને પૂર્ણ કરેછે.

गुह्याः पितृगणाः सप्त ये दिव्याये च मानुषाः।
ते पूजयित्वात्वामेव गच्छंत्याशु प्रधानतां॥ ८ ॥

ગુહ્યકો, અર્યમા અને અગ્નિષ્વાત્તા આદિ સાત પિતૃગણો, દેવતાઓ તથા મનુષ્યો તમારૂંજ પૂજન કરીને તરત જગતમાં મહત્તાને પામે છે.

वसवो मरुतो रुद्रा ये च साध्या मरीचिपाः।
वालखिल्यादयः सिद्धाः श्रेष्ठत्वं प्राणिनां गताः॥ ९ ॥

આઠ વસુઓ, ઓગણપચાસ પવનો, એકાદશ રૂદ્રગણ, સાધ્યદેવતાઓ અને સૂર્ય કિરણનું પાન કરનારા વાલખિલ્ય નામના સાઠહજાર સિદ્ધ બટુકો તમારી આરાધના કરવાથી મનુષ્યોમાં શ્રેષ્ઠપણાને પામ્યા છે.

सब्रह्मकेषु लोकेषु सप्तस्वप्यखिलेषु च।
न तद्भूतमहं मन्ये यदर्कादतिरिच्यते ॥ १० ॥

બ્રહ્મલોક સહિત સાતેય લોકમાં તમારા કરતાં વિશેષ તેજસ્વી કોઈ પ્રાણી હોય એમ હું માનતો નથી.

संति चान्यानि सत्वानि वीर्यवंति महांतिच।
न तु तेषां तथादीप्तिः प्रभावो वायथातव ॥ ११ ॥

ભૂમંડળ ઉપર પરાક્રમવાળાં, અને મોટાં બીજાં ઘણાં પ્રાણીઓ છે, પરંતુ તમારી જેવી કાંતિ અને જેવો પ્રભાવ છે, તેવી કાંતિ અને તેવો પ્રભાવ બીજા કોઈનો પણ નથી.

ज्योतींषि त्वयि सर्वाणि त्वं सर्वज्योतिषां पतिः।
त्वयि सत्यंच सत्वंच सर्वे भावाश्च सात्विकाः ॥ १२ ॥

સર્વ તેજો તમારે વિષે સમાઈને રહેલાં છે અને તમે તે સર્વ તેજોના પતિછો. તમારે વિષે પંચમહાભૂતો, સત્ય, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ક્ષમા આદિ સર્વે સાત્વિક પદાર્થો જોવામાં આવે છે.

त्वत्तेजसा कृतं चक्रं सुनाभं विश्वकर्मणा।
देवारीणां मदो येन नाशितः शार्ङ्गधन्वना ॥ १३ ॥

વિશ્વકર્માએ તમારા તેજમાંથી સુદર્શન નામનું સુંદર નાભિવાળું ચક્ર નિર્માણ કરીને વિષ્ણુને અર્પણ કર્યું હતું, જે ચક્રવડે વિષ્ણુએ દૈત્યોના મદનો નાશ કર્યોહતો.

त्वमादायांशुभिस्तेजो निदाघे सर्वदेहिनां।
सर्वौषधिरसानां च पुनर्वर्षासु मुंचसि ॥ १४ ॥

તમો ગ્રીષ્મઋતુમાં પોતાના કિરણો વડે સર્વ ઔષ-ધીઓમાંથી અને ભૂમિમાંથી રસને ખેંચી લ્યોછો, અને વર્ષાઋતુમાં સર્વ મનુષ્યોના કલ્યાણ માટે પાછા તે રસને જળરૂપે વરસોછો.

तपंत्यन्ये दहंत्यन्ये गर्जंत्यन्ये तथा घनाः।
विद्योतंते प्रवर्षंति तवप्रावृषि रश्मयः ॥ १५ ॥

વર્ષાઋતુમાં તમારાં ઘાટાં કિરણોમાંનાં કેટલાંએક, પ્રચંડ તપેછે, કેટલાંએક, મનુષ્યોને દાહ ઉપજાવે છે, કેટલાંએક, ગર્જના કરેછે, કેટલાંએક પ્રકાશેછે, અને કેટલાંએક, જળને વર્ષે છે.

न तथा सुखयत्यग्निर्न प्रावारा न कंबला:।
शीतवातार्दितं लोकं यथा तव मरीचय:॥ १६ ॥

જગતમાં ટાઢ અને તડકાથી પીડા પામતાં પ્રાણી-
ઓને તમારાં કિરણોથી જેટલું સુખ મળે છે, તેટલું
સુખ, અગ્નિથી, વસ્ત્રોથી, તથા કામળાઓથી મળતું નથી.

त्रयोदशद्वीपवतीं गोभिर्भासयसे महीं।
त्रयाणामपि लोकानां हितायैक: प्रवर्तसे॥ १७ ॥

તમે તેર દ્વીપવાળી સર્વ પૃથ્વી ઉપર કિરણો વડે
પ્રકાશ કરોછો અને ત્રણ લોકના હિત માટે પણ તમે
એકલાજ મચ્યા રહોછો.

तवयद्युदयो न स्यादंधं जगदिदं भवेत्।
न च धर्मार्थकामेषु प्रवर्तेरन्मनीषिण:॥ १८ ॥

તમારો જગતમાં જો ઉદય થાય નહિં, તો આખું
જગત અંધકારમય થઈ જાય અને વિદ્વાનો ધર્મના
તથા અર્થના કામમાં પ્રવૃત્તિ કરી શકે નહિં.

आधानपशुबंधेष्टिमंत्रयज्ञतपः क्रियाः।
त्वत्प्रसादादवाप्यंते ब्रह्मक्षत्रविशां गणैः॥ १९ ॥

હે સૂર્ય! બ્રાહ્મણો, ક્ષત્રીઓ અને વૈશ્યો ગર્ભાધાન આદિના સંસ્કારો, પશુબંધન નિમિત્ત ઇષ્ટિઓ, મંત્રના જપો, યજ્ઞો અને તપશ્ચર્યાઓ તમારી કૃપાથીજ કરી શકેછે.

यदहर्ब्रह्मणः प्रोक्तं सहस्रयुगसंमितं।
तस्य त्वमादिरंतश्च कालज्ञैः परिकीर्त्तितः॥ २० ॥

બ્રહ્માનો એક દિવસ એક હજાર યુગનો કહ્યોછે, પણ તેના આદિ તથા અંત લાવનાર તમેછો, એમ જ્યોતિઃશાસ્ત્રવેત્તાઓ કહેછે.

मनूनां मनुपुत्राणां जगतोऽमानवस्य च।
मन्वंतराणा सर्वेषामीश्वराणां त्वमीश्वरः॥ २१ ॥

તમે મનુના, મનુના પુત્રોના, જગતના, બ્રહ્મલોકમાં ગયેલા પુરૂષોના, મન્વન્તરોના અને સમગ્ર મહાપુરૂષોના સ્વામિ છો.

संहारकाले संप्राप्ते तव क्रोधविनिःसृतः।
संवर्त्तकाग्निस्त्रैलोक्यं भस्मीकृत्यावतिष्ठते॥ २२ ॥

જ્યારે જગતનો પ્રલયસમય આવે છે ત્યારે તમારાં ક્રોધને લીધે ઉત્પન્ન થયલો સંવર્ત્તક નામનો મહા-અગ્નિ ત્રણ લોકને બાળીને ભસ્મ કરી નાખેછે.

त्वद्दीधितिसमुत्पन्ना नानावर्णा महाघनाः।
सैरावताः साशनयः कुर्वंत्याभूतसंप्लवं॥ २३ ॥

તમારાં કિરણોમાથી ઉત્પન્ન થયેલા અનેક રંગના મોટા મોટા મેઘો, ઐરાવત નામના મુખ્ય મેઘ સહિત અને અશનિ સહિત, પૃથ્વી ઉપર જળ વર્ષાવીને આખી પૃથ્વીને જળમય કરી દેછે.

कृत्वा द्वादशधाऽऽत्मानंद्वादशादित्यत गतः।
संहृत्यैकार्णवं सर्वं त्वं शोषयसि रश्मिभिः॥ २४ ॥

તે પછી તમે બાર સ્વરૂપને ધારણ કરીને, બાર આદિત્યપણાને પ્રાપ્ત થાઓ છો અને પોતાનાં કિરણો વડે એક સમુદ્રમય થએલી પૃથ્વી ઉપરથી સઘળું પાણી શોષી લ્યો છો.

त्वमिंद्रमाहुस्त्वं रुद्रस्त्वं विष्णुस्त्वं प्रजापतिः।
त्वमग्निस्त्वं मनः सूक्ष्मं प्रभुस्त्वं ब्रह्म शाश्वतं॥ २५ ॥

તમે ઇંદ્ર છો, તમે રૂદ્ર છો, તમે વિષ્ણુ છો, તમે પ્રજાપતિ છો, તમે અગ્નિ છો, તમે સૂક્ષ્મ મન છો, તમે પ્રભુ છો, શાશ્વત બ્રહ્મ છો.

त्वं हंसः सविता भानुरंशुमाली वृषाकपिः।
विवस्वान् मिहिरः पूषा मित्रो धर्मस्तथैवच ॥ २६ ॥

તમે હંસ છો, તમે ભાનુ છો, તમે અંશુમાલી છો, તમે વૃષાકપિ છો, તમે વિવસ્વાન્ છો, તમે મિહિર છો, પૂષા, મિત્ર અને ધર્મ છો.

सहस्त्ररश्मिरादित्यस्तपनस्त्वं गवां पतिः।
मार्त्तंडोऽर्को रविः सूर्यः शरण्यो दिनकृत्तथा॥ २७ ॥

તમે સહસ્રરશ્મિ અને આદિત્યછો; અને આપજ ગોપતિ, માર્તંડ; અર્ક, રવિ, સૂર્ય, શરણ્ય, અને દિનકરછો.

दिवाकरः सप्तसप्तिर्धामकेशी विरोचनः ।
आशुगामी तमोघ्नश्च हरिताश्वश्च कीर्त्यसे ॥ २८ ॥

તમે દિવાકર, સપ્તસપ્તિ, ધામકેશી, વિરોચન, આશુગામી, તમોઘ્ન અને હરિતાશ્વ કહેવાઓછો.

सप्तम्यामथवाषष्ठ्यां भक्त्यापूजांकरोति यः ।
अनिर्विण्णोऽनहंकारी तं लक्ष्मीर्भजते नरं ॥ २९ ॥

જે મનુષ્ય અભિમાન રહિત થઈ આનંદથી છઠકે સાતમને દિવસે ભકિતથી તમારી સેવા કરે છે તે મનુષ્યને લક્ષ્મી મળે છે.

न तेषामापदः संति नाधयो व्याधयस्तथा ।
ये तवानन्यमनसा कुर्वंत्यर्चनवंदनं ॥ ३० ॥

તેમજ જે મનુષ્ય મનને એકાગ્ર કરીને તમારૂં પૂજન તથા વંદન કરેછે, તેઓને આપત્તિ, આધિ, કે વ્યાધિ, આવતાં નથી.

सर्वरोगैर्विरहिताः सर्वपापविवर्जिताः।
त्वद्भावभक्ताः सुखिनो भवंति चिरजीविनः॥ ३१ ॥

જે મનુષ્યો તમારા ઉપર ભક્તિ ભાવના રાખે છે, તેઓ સર્વ રોગમાંથી તથા પાપમાંથી મુક્ત થાય છે અને ઘણા કાળ સુધી સુખમાં જીવન ગાળે છે.

त्वं ममापन्नकामस्य सर्वातिथ्यं चिकीर्षतः।
अन्नमन्नपते दातुमभितः श्रद्धयार्हसि॥ ३२ ॥

ઓ અન્નપતિ! હું સર્વ બ્રાહ્મણોને શ્રદ્ધાથી અન્ન આપીને તેઓનો આતિથ્ય સત્કાર કરવાની ઇચ્છા રાખું છું અને તમારે શરણે આવ્યો છું, માટે તમારે મને સર્વત્ર અન્ન આપવું ઉચિત છે.

ये चतेऽनुचराःसर्वे पादोपांतं समाश्रिताः।
माठरारुणदंडाद्यास्तांस्तान्वंदेऽशनिक्षुभान्॥ ३३ ॥
क्षुभया सहिता मैत्री याश्चान्या भूतमातरः।
ताश्च सर्वा नमस्यामि पांतु मां शरणागतं॥ ३४ ॥

તમારા ચરણનો આશ્રય કરનારા અને વજ્ર તથા વિજળીઓને પ્રવર્તાવનારા માઠર, અરૂણ, દંડ આદિ તમારા અનુચરો તથા ક્ષુભા, મૈત્રી, પાર્વતી, લક્ષ્મી,

બ્રહ્માણી અને મહેશ્વરી આદિ દેવીઓને શરણુ આવ્યો છું તથા તમને સર્વને નમસ્કાર કરૂંછું, તમે મારી શરણાગતની રક્ષા કરો.

રાજા યુધિષ્ઠિરે આ પ્રમાણે જગતના કર્ત્તા સૂર્યનારાયણની સ્તુતિ કરી એટલે તે પ્રસન્ન થયા અને તેમણે બળબળતા સૂર્યના જેવું તેજસ્વી રૂપ ધારણ કરીને, ધર્મ રાજાને પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કે, "હે રાજા! તારા મનમાં જે કંઇ અભિલાષા હશે તે સર્વ કામના પૂર્ણ થશે અને હું તને બાર વર્ષ સુધી અન્ન પૂરૂં પાડીશ. ઓ સદાચરણી રાજા! આ ત્રાંબાનું એક અક્ષય પાત્ર હું તને ભેટ આપુંછું તે લે. પાંચાલી, પાકશાળામાં ફળ, મૂળ, શાક વગેરે ખાવાના, ચૂસવાના, ચાટવાના અને પીવાના, એમ ચાર પ્રકારના પદાર્થોને રાંધી, આ પાત્રમાં ભરીને જ્યાં સુધી પીરશશે ત્યાં સૂધી એ પાત્રમાંથી અન્ન ખૂટશે નહિ; તથા આજથી ચૌદમે વર્ષે ફરીને તને રાજ્ય પણ મળશે."

આ પ્રમાણે કહીને, શ્રીસૂર્યનારાયણ દેવ તરત ત્યાંજ અદૃશ્ય થઇ ગયા.

હરકોઇ પણ મનુષ્ય વરદાનની ઇચ્છાથી, પોતાના મનને નિયમમાં રાખીને, સમાધિપૂર્વક યુધિષ્ઠિરે

કરેલી આ સૂર્ય સ્તુતિનો પાઠ કરે તો સૂર્ય તેની મનઃ કામનાને પૂર્ણ કરે છે અને જે વસ્તુ અતિ દુર્લભ હોય તે વસ્તુને પણ તે મેળવે છે. જે મનુષ્ય આ સૂર્યસ્તોત્રને નિત્ય મુખપાઠે રાખે છે અથવા તો તેનો પાઠ સાંભળે છે, તો પુત્રની ઇચ્છાવાળો પુત્રને પામે છે, ધનાર્થી ધનને પામે છે, વિદ્યાર્થી વિદ્યાને પામે છે, ભાર્યાર્થી પુરૂષ ઉત્તમ સ્ત્રીને પામે છે અને કન્યા ઉત્તમ વરને મેળવે છે. વળી સ્ત્રીકે પુરૂષ નિત્ય પ્રભાતમાં અને સાયંકાળે આ સ્તોત્રનો પાઠ કરે છે તોતે આપત્તિમાંથી મુકત થાય છે, અને કેદમાં પડેલો કેદમાંથી મુકત થાય છે.

જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે, તે સંગ્રામમાં નિરંતર વિજય કરે છે, વ્યાપારમાં પુષ્કળ ધન મેળવે છે અને સર્વ પાતકમાંથી મુક્ત થઇને સૂર્ય લોકમાં જાય છે.

॥ इति श्रीसूर्योपासना संपूर्ण ॥

# श्री सूर्यनी–आरती.



जय जय जगतमहरणा दिनकर सुख-किरणा ॥ उदयाचल जगभास्मक दिनमणि शुभस्मरणा ॥ पद्मासन सुखमूर्ती सुहास्य-वरवदना ॥ पद्मकरा वरदप्रभ भास्वत सुखसदना ॥ १ ॥ जय देव जय देव जय भास्कर सूया ॥ विधिहरिशंकररूपा जय सुरवरवर्या ॥ ध्रु० ॥ कनकाकृतिरथ एक चक्रांकित तरणी ॥ सप्तानताश्वभूषित रथिं त्या बैसोनी ॥ याजनसहस्त्र द्वे द्वे शत-योजन दोनी ॥ निमिषार्धें जग क्रमिसी अद्भुत तव करणी ॥ जय० ॥ २ ॥ जगदुद्भव-स्थितिप्रलयकरणाद्यरूपा ॥ ब्रह्म परात्पर पूर्ण तू अद्वय तद्रुपा ॥ तत्त्वंपजव्यतिरिक्ता अखंडसुखरूपा ॥ अनन्य तव पद मौनी वंदित चिद्रुपा ॥ जय० ३ ॥

